ॐ

॥ जय श्री राधेश्याम ॥

# શ્યામ કીર્તન માળા.

માળા ૧ લી. | જન્માષ્ટમી. | પુષ્પ ૨૨.

સાખી.

મોર મુગટ શીરપર ધર્યો, મુખ મોરલી ધમધોર;
વૃંદાવનકી કુંજમાં, જય જય જુગલ કીશોર.

ખાસ ભાવીક ભકતોને માટે

રચનાર તથા સંશોધન કરનાર


રામલાલ હરીલાલ

અને

છોટાલાલ બાપુજી

રાઇપુર વડીકોટડીની પોળ—અમદાવાદ.



સંવત ૧૯૮૧ } સર્વ હક સ્વાધીન { સને ૧૯૨૫
આવૃતિ ૧ લી. } { પ્રત ૧૦૦૦

કીંમત ૦-૧-૦

## સાખીઓ.

શ્રી ગુરૂ ચરણ સરોજરજ નીજમન મુકર સુધાર
વર્ણવું રઘુવર વીમળ યશ જો દાયક ફળ ચાર—૧

સમરૂ માતા સરસ્વતી વાણી અવીચળ આપ
ગાઉં ગુણ ગોવીંદના ભવો ભવો ભવતાર—૨

ગુરૂ ગોવીંદ દોનું ખડે કીન કું લાગું પાય
બલીહારી ગુરૂ દેવકા ગોવીંદ દીયો બતાય—૩

રામ નામ તલાવડી તાર્યા સૌ તર જાય
મુરખ બાચારા કયા કરે ગાફલ રહા ગોથા ખાય—૪

ભક્તિ રૂપી નાવ હે દરીયા રૂપ સંસાર
પ્રેમે રામ તું સમરલે નીશ્ચે હોવે પાર—૫

રામ નામકી લુટ હે લુટ શકે તો લુટ
અવસર વીતા જાયગા પ્રાણ જાયગા છુટ—૬

સાવ સોનાકે નગર વસે કંચનકી ભઇ પોળ
તુલશી હરીકા ભજન વીના જમડા કરે રમખોળ—૭

તનતીર આયુષ્ય અંજલી ટપકત શ્વાસો શ્વાસ
શોઈ શ્વાસ હરી નામ વીના વૃથા ન ખો હરીદાસ—૮

રામ નામ બીજ મંત્ર હે બોવે ખેતી માય
દીનદીન દોણા હોય ગા લક્ષકોટી વધી જાય—૯

તુલશી આ સંસારમે ભાત ભાતકે લોક
સબશે હીલ મીલ ચાલીયે નદી નાવ સંજોગ—૧૦

દુઃખ જગતમેં બહુત હે દો દુખ અતી બળવાન
જન્મ મરણ છોડે નહી વીના ભજે ભગવાન—૧૧

રાધેશ્યામ કી મંડલી રાજ નગર કી માંહે
પ્રેમ કરી સૌ હરીજનો ગુણ ગોવીંદના ગાય—૧૨

સંત મંડલે ભજન કર્યું પોચ્યા મનના કોડ
પ્રેમ કરી સૌ બોલજો જય જય શ્રી રણછોડ—૧૩




# શ્યામ કીર્તન માળા.



## પુષ્પ ૧

દયા દીલમાં લાવો પ્યારારે જય બોલો રાધેશ્યામ,
જય બોલો રાધેશ્યામ, (૨) જય.
પ્રભુ **રાજનગર**માં આઇ, શાહપુરમાં રંગલગાઇ,
ગુણ **મોટીપોળ**માં ગાઇરે, જય.
સૌ નંરનારી ત્યાં આવે, પ્રભુ પ્રેમે ધુન લગાવે,
ગુણ ગોવીંદકેરા ગાવેરે, જય.
રાસમંડળ શોભા સારી, વાગે ત્યાં અનહદ તાળી,
હું બેઠી પ્રભુને નીહાળીરે, જય.
પ્રભુ દયા દીનને કરજો, મારી અંતરની પીડ હરજો,
સંતના વચનને પળજોરે, જય.

પુષ્પ ૨

અમ ઘરે આવજોરે રાધેશ્યામહો રમવા,
રમવા (૩) અમ, ટેક.
રમો રમકડે ઝુલો ઝુલણીએ ભક્તોને આનંદ કરવા, અમ.
ઝુલો બંધાવુ તમને ઝુલાવું, ગીતલડાં ગવરાવા, અમ.
જુઈ જાઈને ખીલી ચંબેલી, ગુલાબ જેવા માવારે, અમ.
ચુવાચંદન ઓર અગરવા, ફુલોની માળા ધરવા, અમ.
થાળ ભરી પ્રસાદ મંગાવું, માંખણ મીશરી ખાવા, અમ.
પહેરૂં ચુંદડીયા પાઊંમે ઝાંઝરીયા, રાસમાં કુંદડી ફરવા, અમ.
આનંદ બતાવજો અમને રમાડજો, **સંત**ના દુઃખડાં હરવા, અમ.

પુષ્પ ૩

બેની મારા મનના મનોરથ પુરીયારે,
પુરી મારા મનડા કેરી આશ, **રાધેશ્યામ** આવીયારે, ટેક.
બેની મારા મન મંદીર અજવાળીયારે,
બેની મેં તો દશ ગોખ મેલ્યા દીપ, રાધેશ્યામ. ૧
બેની મારી ઊંચી અટારી જોઈ રહીરે,
બેની મારી ધજા ધણીની જોઈ, રાધેશ્યામ. ૨
બેની મારા મન મંદીર પધરાવીયારે,
બેની મારી હેતે અરપ્યા હાર, રાધેશ્યામ. ૩
બેની મારી કુમ કુમ ચોખા ચોઢીઆરે,
બેની હું તો લળી લળી લાગી પાય, રાધેશ્યામ. ૪
બેની **સંતના** મનને ભાવીયારે,
બેની મારા મનની પુરી આશ, રાધેશ્યામ. ૫

**પુષ્પ ૪ ( રાગ ધીરાનો. )**

કેમ વીસારો વહાલારે, શરણાગતને ભુલી જઈ,
આવીશ ફરી મળવારે, એતોરે વાતો વીતી ગઈ, કેમ. ટેક.
વચનો આપી વાલમા, બેઠા શું ત્યાં જઈ;
ખબર કદી પુછો નહી, શીગત અમારી થઈ,
એવા નમેરા નાથાશોરે, અધવચમાં અમને મેલી જઈ, કેમ. ૧
ઘરના કામ સુઝે નહી, ન પડે ઘડીએ ચેન;
દહાડે દેહી આ ટળવળે, રોઈ રોઇ કાઢું રેન,
વાટો તમારી જોતાંરે, કાસદને કાળો નાગ ડસ્યો, કેમ. ૨
શું સાંકળથી બાંધીયા, કે વચમાં દીવાલ ચણાઈ;
જરૂર ભ્રાંતીએ ભોળવ્યા, એ વાત સાચી જણાઈ,
હવે નેત્ર દ્વારા નીરખોરે, દયાતો દીલમાં લાવો જરી, કેમ ૩
**સંત**જન મનમાં બળે, સેવક મન અકળાય;
હરીજન મારા શું કરૂં, જીવડો ઝોલાં ખાય,
આ છેલ્લી વાતો મારીરે, હરીતો હઠ પકડી રહ્યા, કેમ. ૪

**પુષ્પ ૫ ( રાગ માનમાયાના. )**

રાધેશ્યામ આ અરજી અમારીરે, પ્રીત લાવીને સાંભળો મોરારી,
તનમનની થઇ છે ખુવારીરે, હવે હદ થઈ છે હું હારી, રાધે ટેક.
મહામંત્ર આપી મર્મ બતાવ્યો, આપેજ લીધા ઉગારી,
શરણાગતને શરણે રાખો (૨) તમપર જાઊં બલીહારીરે, રાધે.૧
નવધા ભક્તિનું જ્ઞાન વધારી, ભક્તિની લગની લગાડી,
રોમે રોમે રંગ વધારી (૨) હવે ના મેલો વીસારીરે, રાધે.૨

દરશન કાજે દીલડું તલશે, પલ પલ જોઊં છું નિહાળી,
હરી વીના મારી હાટડી સુની (૨) સુની મેડીને અટારીરે, રાધે.૩
વચનો પળજો પ્રીતે મળજો, સંતના વચનો વીચારી,
નહી આવો તો નેહડો તુટશે (૨) હવે ગઇ છું પ્રભુ હારીરે, રાધે.૪

પુષ્પ ૬. ( ગજલ. )

કહો કોઈ મહાત્મા જ્ઞાની કે **આ સાચું કે તે સાચું;**
તમારે આંગણે આવી, સદા હું આપને જાચું. કહો. ટેક.
મુઝાએ મહાત્મા મનથી, તપેશ્રી તો ડરે તનથી;
જ્ઞાનીના જ્ઞાનથી વાંચું કે, આ સાચું કે તે સાચું. કહો. ૧
પુજારી પોથીઓ પુજે, નવાજી હાથમાં કુંજે;
સરોદા જ્ઞાન હોય તાજું, કે આ સાચું કે તે સાચું. કહો. ૨
ગીરી ગીરનારમાં શોધ્યું, હીમાલય પહાડમાં ખોયું;
બધાએ દાખવ્યું કાચું કે, આ સાચું કે તે સાચું. કહો. ૩
**સંત** જન મન થકી પુછે, અરે આ વાતમાં શું છે;
મુકી ગર્વ અરપી દો માથું જો **આ સાચું** કે **તે સાચું.** ૪

પુષ્પ ૭. ( શ્યામ ઝુલે. )

રહેના રહેના પ્રભુજી મેરે ઘટમેં, મેરે ઘટમેં (૨) રહેના.
ધ્યાન લગાવું ધુની જમાવું, રહેના અમેરે પ્રેમ પટમે. ર. ૧
જીરા જલે તબ જદુપતી આના, આયુધ ધરાના સંકટમે.
દુનિયા દોરંગી મુજકો ડરાવે, તબ રહેના પ્રભુજી નિકટમેં.
પીંજર છોડી પડું જબ પંથે, તબ રહેના પ્રભુજી મેરે વટમેં.
**સંત** કહે ખોજો ભલે જગમાં, મુજે દીદાર દીયા પરગટમેં.

## પુષ્પ ૭.

દીલ ચાહે ત્યાં દીલ લગા લેના (૨)
લગાલેના (૨) —કીસી ટેક—
માલ ખજાના મોહે નહી જોવે સબ માલ ખજાના ઊડાદેના દી.
માલ મલીદા મોહે નહી ભાવે, કીસી પોસ્તીકો સબ ખીલાદેના દી.
વસ્ત્ર આભુષણ મોહે નહી સોહે ભલે ચાહે તો સબકો જલાદેના દી.
સંત કહે સીરકી નહી પરવા, મોહે ચાહે તો ફાંસી ચઢાદેના દી.

## પુષ્પ ૮.

પ્રભુ રહેના તો રહેના પ્રેમ કટીઆ, (૨)
પ્રેમ કટીઆ (૨) પ્રભુ ટેક—
કબી નહી તજના કબી નહી ભુલના, મોપે નેહકી કરના નજરીઆ ૧
મેં બલહીન પામર પ્રાણી, મોરી રખના પ્રભુજી શુદ્ધ મતીઆ ૨
ચંચળ મનકો બહોત મેં રોકા, મેરા જીરા કરત હે ચટપટીઆ ૩
સંત કહે મત શોચ કરો અબ, અહી આનેકી કાજે બાંધી તટીઆ. ૪

## પુષ્પ ૯.

શખી આવે જો શ્યામ પકડલેના, (૨)
પકડલેના (૨) શખી. ટેક.
લાલચ દેના કામ કરાના, છોટીશી ગઉવાં ચરાલેના. શખી. ૧
બહોત કુદાના ઓર નચાના, ફીર ખટીશી છાસ પીલા દેના ૨
નેહ લગાના નજર ચુકાના, વાંકી કાલીસી કમળ ઊઠા લેના ૩
સંત કહે અબ કછુ નહી ચુકના, વાકી મીઠી મોરલી આ ચુરા લેના ૪

## પુષ્પ. ૧૦.

પ્રભુ આના ન આના તુમારી મરજી [ ૨ ]
તુમારી મરજી [ ૨ ] પ્રભુ૦ ટેક.
દુરહી રહેના દુરસે હસના, મોહે દરસ દીખાના તુમારા હરજી.
દુરીજન લોક મોહે ડાઘ લગાવે સબ સત્ય કરાના વીઠલવરજી.
કુડકપટ કદી દેખો પીઆરે તબ જીરા નીકાલો લગા બરછી.
**સંત** કહે પ્રભુ એક દીન મીલના, તબ સુનના પ્રભુજી સબઅરજી.

## પુષ્પ ૧૧.

ધન્ય એકાદશી એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએરે લોલ.
મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન હરીનું ધરવું છે,
મારે વૈકુંઠમાં જઈ ઠરવું છે. ધન્ય એકાદશી. ૧
જે કોઈ બારે માસ કરે એકાદશી, તેના અંતરમાં વસે અવીનાશી,
નહી કરે તો જાશે હાથ ઘશી. ધન્ય૦ ૨
મારે ગંગા ઘાટે જાવું છે, મારે જમુના જળમાં નહાવું છે,
મારે ભવસાગર તરી જાવું છે. ધન્ય૦ ૩
જેણે એકાદશી વ્રત કીધાં છે, તેના પાંચે પદારથ સીધાં છે.
તેને પ્રભુએ પોતાના કરી લીધાં છે. ધન્ય૦ ૪
અમ્બરીષે એ વ્રત કીધું છે, ફળ દુરવાસાને દીધું છે,
રસ **કલ્યાણરાયે** પીધું છે. ધન્ય૦ ૫

## પુષ્પ ૧૨

દરશન દેના શ્રી રણછોડ ( ૨ ) ટેક.
કેશવ માધવ અરૂ પુરશોતમ, કુબેર કલ્યાણકી જોડ. દર૦ ૧

રાધે શ્યામ પોકારે તમકો, સબ સખાકી જોડ;
પ્રેમ માંહે પ્રીતેથી ગાવે (૨) મનડા લીયા ચોર. દર૦ ૨
સબ સખા સુખેથી ગાવે, બડે શ્યામકા જોર;
શ્યામ મંડલ સોહી પાવે, (૨) કરે શ્યામશે શોર. દર૦ ૩
રાધે શ્યામકી બની બાડીયાં, ઉડી ગુલાબકી શોર;
જ્યોત પ્રભુકી પ્રગટી પુરી (૨)મનડા દીયા મોડ. દર૦ ૪
**રાધે શ્યામ મંડળ રાજનગરમાં** જ્ઞાનભક્તિકી જોડ,
**સંત** મંડળકું શ્યામ મીલેશે પહોંચે મનકે કોડ. દ૦ ૫

પુષ્પ ૧૩. ( રાગ-યારકી ગલીઓમે આના. )

રાધે શ્યામ તેરી બંસરીને કયા સીતમ અમપે કીયા,
તનકી શુદ્ધી વીસારી દીલ હમેરા ઝુક રહ્યા.　રાધે૦ ટેક.
ઘરકા ન કામ સુઝે, ખાન પાન ન ભાન હે;
ફીરૂમેં ઉલ્લાસમે, એ બંસરીકે નાદમેં.　　રાધે૦ ૧
માત તાત ગમે નહી, સગાં સહોદર સાથ હે,
કુંજ ગલીમેં મેં ફીરૂં, એ બંસરીકે નાદમેં.　રાધે૦ ૨
છોટી ગઉઆં ઓર વચ્છા, ગોપ કેરે સાથ હે,
જુમના તીર મેં શીર રહ્યા એ બંસરીકે નાદમેં. રાધે૦ ૩
મોર પીંછોકા મુગટ કુંડલ લીલે કાનમેં,
કદમ છાંઈઆં રાસ ખેલે, એ બંસરીકે નાદમેં.　રાધે૦ ૪
નાચે કુદે પ્રેમ લાવે સબ સખાકે સાથમેં,
**સંત** ચાહે શ્યામ રાધે, એ બંસરીકે નાદમેં.　રાધે૦ ૫

## પુષ્પ ૧૪ ( રાગ આવજો આવજો. )

જાય છે જાય છે જાય છે રે આ વખત ભજનનો વહી જાય છે.
થાય છે થાય છે થાય છે રે એને પછી પસ્તાવો થાય છે, ટેક.
ખેડુત જો ચોમાસુ ના ખેડે, આખું વરસ પસ્તાય છે રે, ૧
ગાડું ઊંજ્યા વીણ ગામતરૂં કરવું, શેતે પાર જવાય છે રે. ૨
જવાનીના જોરમાં કશું નવ સુંજયું, ઘડપણમાં માળા સહાય છે રે, ૩
કથા કીર્તન કદી આંખે ન ભાળે, ખાલી હુંપદમાં તણાય છે રે. ૪
ધન જોબનને તરીયા પોતાની, ફોગટ દેખી ફસાય છે રે. ૫
સમજ્યા ત્યારથી ચેતી લો પ્રાણી, ઉગરવાનો ઉપાય છે રે. ૬
ઘાંચીનો બેલ જેમ ઘાણીમાં ફરતો, કેટલા ગાઊ નીત જાય છે રે.
**સંત** કહે છે હરી ભજ્યા વીણ, ચોરાસી પુરમાં તણાય છે રે.

## પુષ્પ ૧૬ ( રાગ-મધુરીસી મોરલી બજાવે. )

કામણ કર્યાં નંદ છૈયે, બાઈ મુને કામણ, ટેક.
સમજાવી મને સાનમાં તેડી, એ વાત કોને કહીએ, બાઇ મુને.
કાને કુંડલીયાં હાથે મોરલીયાં, કૌસ્તુભ હીરલો હઇએ, બાઇ મુને.
મધુ વનમાં માચો મોરલી બજાવે, ચાલોને સૈયર જઇએ, બાઇ મુને.
નંદ કુંવરને હું ન પીછાણું, નેડો કરાવ્યો મારા મહીએ, બાઈ મુને.
શ્યામ મંડલના કારજ સાર્યાં બલીભદ્રના ભઈએ, બાઈ મુને.
**સંત** કહે સદગુરૂના ચરણે, **રાજનગરમાં** રહીએ, બાઇ મુને.

## પુષ્પ ૧૫

શામળા આવોને રંગથી રમાડું હાંરે તમ ચરણોમાં સીસને નમાવુંરે.
સંસારી વાસનામાં મનડું ભમે છે હાંરે નહી આવોતો થાય છે કબાડુંરે.

દુરીજન લોક બોલ્યા દાઝી મરે છે હાંરે એના મુખપર મુકશું કલાકુંરે.
તનમન ધનથી હું તમને ચાહું છું હાંરે મન તમથી કદી ન ભમાડું રે.
સંત કહે પ્રભુ ચરણોમાં રહીને હાંરે શામમંડળમાં ડંકો વગાડું રે.

પુષ્પ. ૧૭ (રાગ હજુરી ચાકર રાખોજી)

વાંકી ગેડી વાળા કાન (૨) જુમનાની તીરે મારો ઘડુલો ફોડાવ્યો
બંસીવાલા ઘનશ્યામ (૨) જુમનાની તીરે મારો ઘડુલો ફોડાવ્યો
સોના કેરૂં બેડલુંને રૂપા કેરી ઝારી
મોતીડે ભરાવી સાચા (૨) અઢુણી મેં મારી (૩) વાંકી-૧
પનઘટ આરે ભીડ કરીને નાટારંગ મચાવે
ગોવાલીઆને સાન કરીને (૨) સંદેશો તે કહાવે (૩) વાંકી-૨
સરખી સરખી સૈયરોનો સૌનો હતો સાથ
સૌ સૈયરો પડતી મેલી (૨) ઝાલ્યો મારો હાથ (૩) વાંકી-૩
હું કાનાને નવ બોલાવું તે આવે તતકાલ
આજ કહું જસોદામાને (૨) મારે તેને માર (૩) વાંકી-૪
સસરો મારો અટકચાળો સાસુ દેશે ગાળ
દીયરીયો દીવાનો મારો (૨) નણદી મુકે આળ (૩) વાંકી-૫
રાધેશ્યામના સંગથી સંત જન ગુણ ગાય
ગાય શીખેને સાંભળે જે (૨) શ્યામ ચરણમાં જાય(૩) વાંકી-૬

પુષ્પ ૧૮. (મેરા આલા હે દરબાર.)

કયા શોભે નંદકે લાલ, ગઉઆં ચરાને વાલે. કયા. ટેક.
સબ સખાકી સંગમાં જાઈ, બંસીકી શોર લગાઇરે. કયા.૧
સીર મોરમુગટ રસાળ, ગળે શોભે જયંતી માળરે. કયા. ૨

જુમના ત્રટ ગોવિંદ જાઈ, સબ સખાને રાસ રચાઈરે. ૩
કોઇ ગાવે બજાવે આઇ, કોઈ નાચે કુદે પ્રેમ લાઇરે. ૪
સંજ્યા સમય જબ આઈ, સબ સખા ગોવિંદ ઘર આઈ.૫
સંત મંડળ આરતી પાઇ, સબ હરીજન ગયે હરખાઈરે.૬

પુષ્પ ૧૯. ( ઓરાને આવો સુંદર. )

રાજનગરમાં આવ્યા વીઠલજી,
વીઠલજી છે રખવાળ મજરો કરો મોહનને રીઝવવા. ટેક.
લાવો (૨) પખાજને કાંસીડા વાગે (૨) ભુંગળને ભેર. મ. ૧
ગાવો (૨) બજાવો તાનોમાં, ફરો (૨) રાસ રળીઆત. મ. ૨
રાખો (૨) તે પાઘમાં છોગલીઆ બાંધો (૨) ઉપણી ફેડ. ૩
ફરો (૨) તે રાસમાં કુંદરડી કુંદરડી તે ચઢશે ફેર. મ૦ ૪
ગાઓ (૨) સખા સઉ સુખેથી આવ્યો મનુષ્યાદેહ અવતાર ૫
જાશે (૨) જોબનીઊં જરામાં, જીતી બાજીએ ઝઘડો થાય.૬
રાખો (૨) રાધેશ્યામ રીતલડાં, સંત જનને હૈયે હામ. ૭

પુષ્પ ૨૦ ( ગોરમા સીદને આલ્યો અવતાર. )

વહાલે મારે ઠીક આપ્યો અવતાર કે માનવ દેહીમાંરે લોલ.
ફળીઆ પુરવજનમના પુન્ય કે અનુભવ આ મલ્યોરે લોલ.
વહાલા મારા ગર્ભવાસની માંય કે જપમેં આદર્યોરે લોલ.
તપથી કરવા માંડી ટેલ કે તાપ નીવારીયારે લોલ. ૧
વહાલા મારા બહાર થયો પરકાસ કે તમને ભુલી ગયોરે લોલ.
કરીયા કુડ કપટના કામ કે અવળે બહુ ચડયોરે લોલ. ૨
વહાલા મારા જવાનીનું જોર કે મદમાં બહુ છકયોરે લોલ.

હેતે હરીશું ન કીધું હેત કે નયણે ના ઠર્યોરે લોલ. ૩
વહાલા મારા ગાતર ઘડપણમાંય કે તનડાં ઠરી ગયાંરે લોલ.
આવ્યા જમરાજાના દુત કે જીવડાને ઝાલવારે લોલ. ૪
વહાલ મારા ઊતમ અવસર ખોઇ અભાગી હું ચાલીયોરે લોલ.
**કહે સંત** રાધેશ્યામ સાથ કે ઘડી નવ માહલીઓરે લોલ. ૫

પુષ્પ ૨૧

આવું રે મેતો નોતુ જાણ્યુ મારા વાલમારે
પ્રેમે બાંધ્યા અમારા પ્રાણ હોલાલ આવું રે
તમ વીના ખાવું પીવું ગમે નહીરે, સુની પડી મંદીરીઆની સેજ
સુના પડયા મેડી ઝરૂખાને માળીઆરે, સુના સુના મંદીર ખાવા ધાય
મહી વેચવાને જાવું ત્યારે સાંભરેરે, અહી વાલો ફોડાવતા નીત્ય માટ
વાલા તારી મોરલીનો નાદ નવ વીસરેરે, અમને ભેગા રમાડયાં રાસ
જળ જુમના જાઉં ત્યારે સાંભરેરે, અહીં વાલા ફોડાવતા નીત્ય માટ
ઓધવજી માધવને કહેજો એટલુંરે, જો નહી આવો તો જાશે પ્રાણ
કુડો અક્રૂર કયાંથી આવીઓરે, લઈ ગયા મારા જીવન પ્રાણ
વંદ્રાવનની વાટ રળીઆમણીરે, તમ વીના સુની સુની ખાવા ધાય
રાધારાણી શોચ કરે કુંજવનમાંરે, રોઈ રોઈ ખુટયાં આંખ્યોના નીર
જળ વીના માછલડી જીવે નહીરે, તમ વીના તેવી ગતી મારી થાય
દીન દાસ નારાયણ તાહરેરે, ઝુરી ઝુરી જાસે અમારા પ્રાણ

પુષ્પ ૨૨

લાખ વાતોની એક વાત લેજો, શીખામણ છેલીરે.
બની શકે તો રામ નામ લેજો, શીખામણ છેલીરે.

અર્થ ન ધર્મ ન કામ રૂચિ ગતિ ન ચહું નિર્વાણ,

તુલસી એ જગ આયકે કરલેના દો કામ;
દેનેકુ ટુકડા ભલા, ઓર લેનેકુ હરીનામ,
હાંરે બની શકે તો અન્ન દાન દેજો, હાંરે બની શકે તો રામનામ લેજો,
સત્ય વસન ઓર દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇતિનેસે હરી ના મીલે તો, તુલસીદાસ જમાન,
પરનારી જનેતા જાણો, શી. જુઠ સંગાથે વેર તમે બાંધો શી.
રામનામકી લુટ હે, લુંટ શકે તો લુટ;
અવસર વીતા જાયગા પ્રાણ જાયગા છુટ,
જ્ઞાન મેળવવા સાંભરો ગીતાજી, શી.દાસ **નારાયણ** કહે વારંવાર. શી.

## થાળ.

જમવા પધારો મારા જસોદાના લાલ
હવે તમે મોટા થયા પેલા નાના બાળ મારા૦
બેસવા બાજઠ આલું જમુના ઝારી સાથ.
ઝટપટ વેલા આવો પીરશ્યો છે થાળ. મારા૦
અન સખડી ખુબ ભરી ઉપર લોચા ખાંડ,
રાયતામાં રઇ નાંખી કેવો છે સ્વાદ. મારા૦
દાળ ભાત સુંદીર બના કેવો છે સ્વાદ,
શાકમાં તો મરચું નથી જીરાનો વધાર, મારા૦
પાનનું બીડું હું આપું મહીં છે બરાસ,
શોડ લેવા બેસી રહ્યા તમારા દાસ મારા૦

---

## આરતી

જય રાધા રમણા પ્રભુ જય રાધા રમણા,
બંસીધર મોરલીધર (૨) જય પ્રભુ મનહરણા. જયરાધા
મોર મુગટ પીતાંબર શોભે, કોટે વનમાળા (૨) પ્રભુ
કુંડલ જળકે કાને (૨) જસોદાના લાલા. જયરાધા
બાલાપણાની માંય, કરી અદભુત લીલા (૨) પ્રભુ
દુષ્ટ કંસને મારી (૨) ભકતજનો તાર્યા. જયરાધા
અગાસુર માર્યો બગાસુર માર્યો, ધેનકાસુર માર્યો (૨) પ્રભુ
દુષ્ટ પુતના મારી (૨) કુબજાને તારી જયરાધા
પ્રેમાધીન એ શ્યામ, પ્રેમે બંધાણા (૨) પ્રભુ
સવરીબાઈના બોરાં (૨) આરોગ્યા વાલા જયરાધા
પરીબ્રહ્મ પરમાત્મા જગપતી એ પ્યારા (૨) પ્રભુ
મુખમાં બ્રહ્માંડ બતાવ્યા (૨) જસોદાનાલાલા જયરાધા
તારા ભકતો અનેક તેમાં હું એક પ્યારા (૨) પ્રભુ
લજ્યા રાખો અમારી (૨) દીન બંધુ વાલા જયરાધા
દાસ **નારાયણ**ની વીનતી ઉર માંહી ધારો (૨) પ્રભુ
નવધા ભકતી આપો (૨) અન્ય ઇચ્છા કાપો જયરાધા

**રાધેશ્યામકી જય.**



શ્યામ કીર્તનમાળા ૨ જી છપાય છે.



અચ્યુતં કેશવં રામનારાયણમ્
કૃષ્ણ દામોદરમ્ વાસુદેવ હરે
શ્રીધરમ્ માધવં ગોપીકા વલ્લભમ્
શ્રીજાનકીનાયક શ્રીરામચંદ્રમહરે



ભજન વીસરજન હોતહે ચલેવીર હનુમાન
જે જન બેઠે ઇહાં તીહાં ઘર ભણી કરો પયાન
એક ઘડી આધી ઘડી આધીમે પુની આધ
તુલશી સંગત સાધકી હરે કોટી અપરાધ



પુસ્તક મળ-
વાનું ઠેકાણું

છોટાલાલ બાપુજી
ઠા. શાહપુર વડીફાટડીની પોળ અમદાવાદ
રામદાસ હીરાલાલ
શાહપુર ગોજારીઆની પોળ અમદાવાદ.

મનહર પ્રીન્ટીંગ પ્રેસમા મોતીલાલ ગણપતરામે છાપી.
પાનકોર નાકા—અમદાવાદ.